પહેલી આવૃત્તિ પ્રત ૧૦૦૦.

નિર્ભય સાહિત્ય ગ્રંથિકાવલિ.

# દેશભકિતનાં કાવ્યો.

ગુજરાત સાહિત્ય સભા.

આના આવૃત્તિ.

નિર્ભય સાહિત્ય ગ્રંથિકાવલિ.

# દેશભક્તિનાં કાવ્યો.

ગુજરાત સાહિત્ય સભા.

ત ૧૯૬૧

## આદિવચન.

ગુજરાતી ભાષા સેંકડો વર્ષ થયાં બોલાતી-લખાતી-
છે. સમય સમયના નવલા રંગની અવનવી ઝાંઇ
પર પડેલી છે. પરંતુ તેના સત્ય સ્વરૂપની પિછાન
જોઇએ તેટલાં સાધનો અત્યારે હાથ લાગતાં નથી.
તેવી પિછાન થાય, સ્વભાષાના પ્રકાશથી ગુર્જર
ઓનાં હૃદય વધારે દીપ્તિમાન અને વધારે ઉન્નત
, તથા સાહિત્યની લીલાવાટિકામાં સાનંદ વિલાસ
ા ઉચ્ચ ઉદ્દેશથી આ લઘુ ઉપક્રમ શરૂ કરવામાં
યો છે. ભાવ ઉત્કર્ષનાં વીર્યવંતાં બીજ અત્યારથીજ
પવામાં સહાયભૂત કોણ નહિ થાય? તે માર્ગમાં
સ્ખલન બતાવવા તથા વધારે સુસ્પષ્ટ અને સહેલા
ની સૂચના કરવા સર્વ વાંચકોને વિનતિ છે.

૪ : ૧૯૮૫ }
હાવાદ }

લી. પ્રયોજક.



# પ્રસ્તાવના.

આ ગ્રંથિકામાં એકજ જાતની કવિતા
કેટલીક દાખલ કરી છે. દાખલ કરવા લાયક કોઇ
ગઇ હોય તો વાચકોને તે સૂચવવા વિનતિ છે
કોઇ બીજે પ્રસગે તે ઉપયોગમાં લેવાય.

દેશભક્તિની કવિતા ઓછી છે માટે ગુજ
ભાઇઓમાં દેશભક્તિ નથી એમ માનવું યોગ્ય
આપણો સમય શાંત અને સરળ, સુખ માણવાનો
વિચારો કેળવવાનો અને ચર્ચવાનો છે, તેથી ઉ
આવેશવાળી કે ક્ષાત્રોદ્રેકભર્યા જુસ્સાવાળી કવિતાનો
નથી. બાકી ત્યારે યશોગાન કરાય અને આજ
તેમ તો થતું આવ્યું દેખીયે છીએ.

તેવા યશોગાનના છુટાછુવાયા ઉભરા એક પ
સમાવી, તે દ્રષ્ટિગોચર રાખી શકાય તેવી રીતે તેને
શમાં લાવવાનું આ કાર્ય કેટલે દરજ્જે રૂચિકર
છે તે જોવાનું છે.

સ્વદેશ જયકીર્તનના ઉત્સાહક વીરનાદમાં પો
સ્વર ભેળવી ગુજરાતી બ્હેનો અને બંધુઓ 'જન્મભુ
જયમંગળ'માં જણાવ્યા પ્રમાણે સત્ય અને સજ્જ

૧

## સ્વદેશ ભક્તિ.

સ્વદેશની ભક્તિ રે, કે કોઇ વિરલા જાણે,
સ્વતંત્રતાના રસની રે,
હેજત કોઇ પરમાણે ...............ટેક.

* * * *

ત્રણે પદાર્થ છે દેશ ભક્તિમાં,
ધર્મ અર્થ વળી કામ;
સ્વદેશ ભક્તને દેશની પ્રીતિ,—
મોક્ષ એ, સુખ કેરૂં ધામ;
કે રૂચે નહિં બીજું રે,
મસ્ત એ દેશ અભિમાને .........સ્વદેશની૦

માટે સ્વદેશીઓ બંધુ મારા,
ધરી અંતર આ ઉપદેશ,
ભરતભૂમિ પામી ઉદય દિનોદિન,
ઉજળી રહે હંમેશ,
કે એમ કરો ઉદ્યમ રે,
ચુકો ન ચોટ નિશાને ........સ્વદેશની૦

૨

# ગુર્જરી ભૂમિ.

અવલોકો વિદેશી લોકો,
રોકો દૃષ્ટિ આ વરષામાં,
ના ભાળો ના ભાળો,
ચાતુર ! ચાતક તરષામાં.
નવયૌવન કો નારી
રહી લીલી સાડી ધારી,
ભાત ઇન્દ્રગોપ શું પાડી
અષ્ટાદશ વનસ્પતિની વાડી;
વિચત રંગ વિહંગમ અનંત વહંત—અવલોકો.

અસુંદર પશુ મદ માતાં
રાતાં તાતાં આ વરષામાં;
પતિ પત્ની સંયોગી નવરંગી
એ' શુચિ સુખ પરશામાં.
ભૂધરને ધાન્ય જઈએ વારી
શું પરવે માન્યની બલિહારી.
આનંદ નવિન નો'ય
અધિક ગુર્જરી ભૂમિ હોય,

વાશકે રંગ ભૂમી

ઝુમી ઝઝૂમી આ—અવશોકે.

૩

## જય જય ગરવી ગુજરાત.

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી,
પ્રેમ શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને,
પ્રેમ ભક્તિની રીત—
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણુને,
રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો,
દે આશિષ જયકાર—

સંપે સોયે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત.
તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ,
તે રંગથકી પણ અધિક સરસ રંગ,
થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે,
વીતી ગઇછે રાત,
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.

૮

## મ્હારી ગરવી એ ગુજરાત.

(રાગ મ્હાડ.)

મ્હારી ગરવી એ ગુજરાતરે,
શોભે રૂડેરી રસાળાં
રમ્ય લીલાં તરૂકેરી ભૂમી હે
મધુરી ચારૂ વિશાળ,
જનુનિ! કોડે લાડ કરીને
ઉછેરે તું કવિ-બાળ

મ્હારી ગરવી એ ગુજરાત.
નદી તળાવોથી પૂર્ણ ભૂમી !
દીનની લેતી સંભાળ,
વ્હાલી મ્હારી તું પિતૃ-ભૂમિ હે
સુખ દેતી સહુ કાળ,
મ્હારી ગરવી એ ગુજરાત.

વત્સલભાવે ગુંથાયાં પ્રેમે,
હું, તું, ભૂમી રસાળ !
તે દ્દઢ બંધ નહિ છોડી શકેરે
મનુજનો હસ્ત કે કાળ,
મ્હારી ગરવી એ ગુજરાત.

૫

## કોની કોની છે ગુજરાત.

કોની કોની છે ગુજરાત ?
પૂર્વજ જેના જે વળી આજે
જન્મથકી ગુજરાતી વધા,
કોઈ રીતની તોપણ ને વળી
આર્ય ધર્મને રાખી રહ્યા.

તેની તેની છે ગુજરાત—
પછી હોય ગમે તે જાત—
તેની તેની છે ગુજરાત.

વળી પરદેશી બીજા જેને
ભૂમીયે પાળી મોટા કર્યા
પરધર્મી પણ હિત ઇચ્છનારા
માતતણું, તે ભાઈ ઠર્યા
તેની તેની છે ગુજરાત—
પછી હોય ગમે તે જાત—
તેની તેની છે ગુજરાત.

નર્મદ કે" ગુજરાતી ભાઈયો
માતને અર્થે સંપ ધરે,
ખંતે બંધન તોડી રણે સહુ
ઝુમી જયસુખ જેમ ભરે,
પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સહુની છે ગુજરાત—
તે સહુની છે ગુજરાત.

૬

## આપણે ગુજરાતી.

ઉઠો રે ગુજરાતપુત્ર સજો જુદ્ધ કાજે,
પૂરે રંગ પેખવાને રણ ઘૂમો સમાજે;
દેશ કરો રણક્ષેત્રદિવ્ય ને વેપાર મ્હોળો,
કીર્તિ રંગ માણવાને રણે શૌર્ય તોળો.
સિદ્ધરાજ ભીમભોળો એનું જાણી ઝુમો,
દુઃખ થકી મુક્ત થવા નથી ઉપાય દૂજો.
હાંહાં રૂડાં રણ શૌર્ય દાખીશું,
હાંહાં ભુંડા શત્રુ કાટી નાખીશું;
જય જય થતાં લગી જરી ન ઝંપીશું,
કનક કુટુંબ પ્રાણ સંધું અર્પીશું,—
આપણે ગુજરાતી, આપણે ગુજરાતી,
આપણે ગુજરાતી.

ઉતરી રણે ને રક્ત પુત્રતણું આપે,
હારી જીતી કોઈ રીતે નામ ઉંચું થપે;
કાં ન શત્રુ કહાડવાને જુધ્ધે ઝંપલાવો,
નર્મદ છે હોંસ ભર્યો રણનો લેવો લ્હાવો.
હાં હાં રૂડાં રણ શૌર્ય દાખીશું,

હાં હાં ભુંડા શત્રુ કાટી નાખીશું;
કનક કુટુંબ પ્રાણુ સંધુ અર્પીશું—
આપણે ગુજરાતી, આપણે ગુજરાતી—
આપણે ગુજરાતી.

૭

## ગુજરાતનું ભાવી ગૌરવ.

( રોળાવૃત્ત. )

સુણુ, ગરવી ગુજરાત, વાત કંઈ કહું હું કાનમાં;
સમજુ છે તું સુજાત, સમજશે સહજ સાનમાં.
વસ્તી વસુ સુખ તને, વળી વેપાર વણુજનું;
જ્ઞાન ધર્મે પણુ સુખી, દુઃખ નહિ અધિક કરજનું.
નથી, તેમ તું રહિત અન્ય મોટા સદ્ગુણુથી—
વધો નામના હજી, વડિલ આર્યોના પુણ્યથી.
પણુ ક્યાં બુદ્ધિ વિશાળ, કવિ—ઋષિ વીર ગયા ક્યાં?
રણુ ગજવે, રંગભૂમિ—સર્વ એ સ્થિર થયા ક્યાં?
પાળી દેહ પવિત્ર, ગયા ક્યાં રક્ષક એવા?
ક્યાં તે સ્વદેશ દાઝ? પ્રજા રાજાની સેવા?
મહત પુત્ર ક્યાં ગયા, માત, તુજ ઊંચા કુળના?
જેને નિકળ્યા બીજા ઘણુાયે—ઓછા મુલના.

ક્યાં પ્રાચીન ચાતુર્ય ? અસલતા ક્યાં રે તારી ?—
નોતમ નરની નાર, જાણ્યું શું વંશ વધારી ?
પુત્ર જણ્યા બહુ પેર, જણ્યા પણ જોગવિયા નહિ;
સુખ સ્વપ્ને દીઠેલ, જાગિ તેં ભોગવિયાં નહિ.
ત્ર્યાસિ લાખ નિજ પ્રજા, છતાં વંઝા રંડાણી—
આર્યપુત્રિ અનુપમા, હિંદ સુંદરિ હિંદવાણી.
બેઠિ પનોતી, હાય ! દુર્દશા આખે દેશે;
જ્યાં જોઈ ત્યાં સ્વાર્થ, ભટકતો ભિન ભિન વેશે.
ન મળે શૌર્ય ઉમંગ, આર્ય અભિમાન કશું રે;
દેશદાઝ વણ પડી, પરાધિન પ્રજા પશુ રે,
ત્રણ સૈકા વહિ ગયા, વશ પડી રહી બીજાંને;
જતા આવતા સર્વ યવનની આણ તું માને.
હાય ! કેમ જીવાય, પરાધિન એ સ્થિતિમાં ?
ફુટી પડે અવતાર ગુલામી દેખીતીમાં.
માડી ! ઉઠ, કર જોડ, ક્ષમા માગી લે વ્હાલી;
કર્તવ્યે પડ બ્હાર, હિંદમાં સહુથી પ્હેલી.
રજપુત વીર જગાડ, રાજ્યકર્તા કર સાચા;
બ્રાહ્મણકુળ વિદ્વાન, જ્ઞાન જિજ્ઞાસુ જાચ્યા.
દેશ દેશ વગડાવ, શંખ તુજ સ્વાધિનતાનો;
બત્રે ઐક્યતા ભજવ, પરાજય કરિ ભિનતાનો.

પિટવ દાંડિ પરમાર્થ, સ્વાર્થ સંહારી માડી;
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ધાડી.
ઉતરે પનોતી હવાં, વખત આવે છે સારા;
તત્પર થા, ગુજરાત, હક્ક ભોગવવા તારા.
ગઈ ગુજરી જા ભુલી, શોક તેના શા કરવા?
મરતાં ગઈ તું બચી, વળી કાં સૂઝે મરવા?
તજ મિથ્યા કલ્પાંત, હામ હૈડે ધર, માતા;
કર સજિવન નિજ વતન, શિરઉપર છે સુખદાતા.
પૂર્વ જન્મનાં પાપ, નર્મદા જળ શુદ્ધ કરશે;
નવીન જન્મ શૂરવીર થકી એ ખોળો ભરશે.
હું કયાં જોવા રહું, નવીન એ જન્મજ તારો?
માતા દુખ મુઝવણે ગાળિ નાખ્યો જન્મારો.
હશે; ન મુજ મન દુઃખ, વિરોધે એહ વિધેનું;
અર્પિ દઉં સો જન્મ, એવડું, મા, તુજ લ્હેણું.
સો આપું લઈ એક, સહુસ્ર આપું એકે,
ગુર્જર દેશ ફરી જોઉં, દીપતો સત્ય વિવેકે.
પણ તે દિન હજિ દૂર, નથી મારા વારામાં—
મોડે વ્હેલે, ભલે, જોગ પડતાં સારામાં.
નમન હાલ, ગુજરાત, માત ! આ સલામ છેલી;
અફળ થજો આશીશ, ભક્ત-પુત્રે આપેલી.

૮

## ભારતભૂમિનું જયકીર્તન.

( રાગ ખમાચ. )

.ળી સર્વ ભારત સંતાન, એકતાનમનપ્રાણ,
ગાઓ ભારતનાં યશોગાન;
.ારતભૂમિ તુલ્ય નહિં કોઇ સ્થાન,
નહિં અદ્રિ હિમાદ્રિ સમાન;
લવતી વસુમતી, સ્રોતસ્વતી પુણ્યવતી,
શતખંડ રત્નનું નિધાન;

ધ્રુવ.
થાઓ ભારતનો જય
જય ભારતનો જય
ગાઓ ભારતનો
શું ભય? શું ભય?
ગાઓ ભારતનો જય.

.રયોનિ આ ભૂમિ વીરની જનની,
વ્યાપી રહી અજ્ઞાનરજની,
ગભીર એ તિમિર કદિ નહિ રહે ચિર,
દેખા દેશે દીપ્ત દિનમણિ.—ધ્રુવ.
મભૂમિ, કર્ણાટક, કુર્ગ, મધ્યપ્રાન્ત,

માળવ, સિન્ધ, પંચનદીધામ;
બંગ, મદ્ર, ગુર્જરરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, સોરાષ્ટ્ર.
બ્રહ્મદેશ, ને રાજપુત્રસ્થાન—ધ્રુવ.
હિન્દુ, જૈન, સિખ, બૌદ્ધ, ખ્રિસ્તિ, મુસલમાન,
પારસીક, યાહુદી, ને બ્રાહ્મ;
ભારતના સહુ પુત્ર, થઇ પરસ્પર મિત્ર,
ધારી ચિત્ત ગણુના સમાન—ધ્રુવ.
હિન્દભૂમિ દુઃખ ડૂબી, દારિદ્ર્યવિસ્તાર,
સંપતીર્થ કરી વારંવાર;
ઉઠી ઉઠી રે ઉત્સાહે માગી માગી પ્રભુ સાહે,
ધરી હસ્ત કરો રે ઉદ્ધાર—ધ્રુવ.
કેમ ડરો ભીરૂ! કરો સાહસ આશ્રય.
यतो धर्मस्ततो जयः
છિન્નભિન્ન હીનબલ ઐકયથી પામશું બલ;
માતામુખ ઉજ્જવલ કર્યેથી શું ભય? ધ્રુવ.

૯

## ભરતખંડનું યશોગાન.

ભરતખંડના વીર પુરૂષનું
હૃદય ધમકજો ઢળાં ઢળાં,

હ્રદય ધબકન્તે ઢળાં ઢળાં !
આકુળ વ્યાકુળ બને અરેરે
સંતાપે થઇ ગળાં ગળાં—ભરત૦
ક્યાં કીર્તિવંત શુભ કોટ રામ લક્ષ્મણનો
ક્યાં પાંડવનો શુભ પ્રતાપ સમરાંગણનો
ક્યાં પળે બોલ રજપૂત વદેલા પણનો
ઓ અરે અરેરે અરે અરે આ માર
કદળીને ઘણાનો
રોમ રોમમાં ઉઠે કાતરા
વ્યાપે વિષ હળાં હળાં
પથ્થર રડતાં હ્રદય વજ્રનું
ચુરો બનેછે બળાં બળાં—ભરત૦
ક્યાં બ્રહ્મચર્ય ? આર્યત્વ મૂળ કો પાળે ?
ક્યાં પતિવ્રત્તા? એ તર્ક મમ હ્રદય બાળે!
ક્યાં સંપ આર્યનો? ધર્મ કોણ સંભાળે ?
કો શૂરવીર પેદા થાઓ.
ભીરૂ બન્યા શું ક્ષત્રી આજના
ક્યાં ગઇ લક્ષ્મી છળાં છળાં
ચીરે હ્રદય ને કળમળતું ઉર
ક્યાં વૈભવ એ ઝળાં ઝળાં—ભરત૦

ફરિ કર્મકાંડ આરંભ, વીર ફરી થાઓ
ફરિ નિવૃત્તિમય પ્રવૃત્તિ વિશે લોભાઓ
આ ભરતખંડનું યશોગાન ફરિ ગાઓ.
ફરિ વિજય વાવટા ફરકાઓ.
વિષય વિશે લપટાઇ રહ્યા શું,
ક્યાં ગઇ એ સહુ કળાં કળાં
હામ ધારોને! કામ કરો ના!
હજુ વખત છે વીર પુરૂષનાં
ખેતર પાકે ખળાં ખળાં—ભરત૦

## ૧૦

## "મારી ભરતભૂમિ",—સ્વદેશસ્તોત્ર.

### ગરબી.

(હરિ ભજન વિના
દુઃખ દરિયા સંસારનો પાર ન આવે. એ રાગ.)
મારી ભરત ભૂમિ!
રૂપાળી, રઢીઆળી, યશાળી, સુશીલ પુનિત!
તારા ચરણ ચૂમી,
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય! } ટેક.

દુનિયામાં દેશ અનેકજ છે;
સા સામાં કાંક વિશેષજ છે!-
પણ તું તો અલાૈકિક એકજ છે!-
મારી ભરત ભૂમિ —

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનૂરે અન્ય હીરા હારે;
વણ શેલડી સરસ સાકર કયાંરે!-
મારી ભરત ભૂમિ—

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે !
નવરંગી રમણી મનડાં મોહે !
જાગે વાડી વિશ્વંભરનીજ હોએ,-
મારી ભરત ભૂમિ૦—

સાથે વિશ્વંભરવાલી તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,—
મારી ભરત ભૂમિ૦—



*　*　*　*

*　*　*　*

*　*　*　*

તું તો સત્વગુણી તત્વજ વેત્તા,
દેશો દેશથી પંડીત જ્યાં વહેતા;
થઇ શિષ્ય સહોત્સાહે રહેતા.
મારી ભરત ભૂમિ૦

*　*　*　*

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ૦
તારી ભકિત રંગે રંગ રહીજ ઘુમી,
મારી ભરત ભૂમિ૦—

---

## ૧૧

## ભારતી સ્ત્રી ગીત.

ગરબે રમવા, સાહેલી! સાંચરોરે લોલ,
ભારતી મંદિર ચારૂ ચોક પ્રીતથી ફરોરે લોલ;
આવો બ્હેની! ગીત રંગ રેલીએરે લોલ. ટેક.

સાખી–શરદપુનમ રજની ખીલી, અનિલ સુરભિ મલકાય,
ચંદામુખ નંદન શીળી સ્મિત લહરી લલકાય;—
રમે રમા શારદા સોહામણીરે લોલ,
કુંકુમે જ્યાં સાથિયા પુરેલ, છે શોભા ઘણીરે લોલ
આવો બ્હેની! આજ રાસ ખેલીએરે લોલ - ગરબે૦

સાખી–મીઠાં ઝરણ ઝરી રહ્યાં, મધુરૂં મધુરૂં સુરગાન,
કોકિલ બુલબુલ રસભર્યાં દ્રવે અનુપમ તાન;—
દેશ વાડી નવપલ્લવે ભરીરે લોલ,
કુંજકુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષ વલ્લરીરે લોલ;
આવો બ્હેની! જનની ગાન ગાઇએરે લોલ ગરબે૦

સાખી–ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિંધુ કાવેરી જ્યાં, રમ્ય નર્મદા તીરઃ—
ગુર્જરી બંગ સુંદરી મળીરે લોલ,

કાશ્મીરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપૂતાણીઓરે લોલ;
આવો બ્હેની! ઐકયતાન વાઇએરે લોલ—ગરબે૦

સાખી-હિમાલય શિર સમ ઊંચી, નિર્મલ એ મન આશ,
ભિન્ન અતિ રીતિ તદપિ રહો, એક ઉર અમ વાસ:—
લાવો! લાવો! હૃદયપાત્રમાં ધરીરે લોલ,
મંગલ પ્રીતે અર્ધ્ય, ભકત આત્મ સુવાસે ભરીરે લોલ
આવો બ્હેની! માતૃભૂમિ પૂજીયેરે લોલ- ગરબે૦

૧૨

## ભરત ભૂમિ.

"શું તેજ ભરત ભૂમિ આએ, (૨)
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે બ્રહ્મવેદી તે આ એ!
શું તેજ ભરત ભૂમિ આ એ?
હા તેજ આર્યભૂમિ આ એ,
તે બ્રહ્મવેદી આએ; (૨)
વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, વામદેવ વળી ભરદ્વાજ
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે હળહળે સદાએ
તે તેજ ભરત ભૂમિ આ એ.
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે બ્રહ્મવેદી તે આ એ.

તે બ્રહ્મવેદી તે આ એ."
શું તેજ ભરત ભૂમિ આ એ, (૨)
વર્ચસ્વી ધ્યાનલીન મુનિનું તે તપોવનજ તે આ એ?
શું તેજ ભરત્ત ભૂમિ આ એ?
હા તેજ પુણ્ય ભૂમિ આ એ,
તે તપોવનજ તે આ એ (૨)
વેદવ્યાસ, પતંજલિ, પાણિનિ, કણાદ, ગૌતમ, ગર્ગ, જૈમિની,
કપિલ, વાલ્મિકી, પરાશરાદિની
મીઠી વાણી જ્યાં હજીએ ઉત્સુક કર્ણે નિત્ય પિવાયે,
તે તેજ ભરત ભૂમિ આ એ.
વર્ચસ્વી ધ્યાનલીન મુનિનું તે તપોવનજ તે આ એ
તે તપોવનજ તે આ એ."
"શું તેજ ભરત ભૂમિ આ એ, (૨)
સરસ્વતીની લાડલી સખીનું તે પુણ્ય ભવન તે આ એ
શું તેજ ભરત ભૂમિ આ એ?
હા તેજ ભવ્ય ભૂમિ આ એ
તે પુણ્ય ભવન તે આ એ. (૨)
"શું તેજ ભરત ભૂમિ આ એ, (૨)
સત્કીર્તિ રસિક વીરવર્યની તે વીરક્ષેત્ર તે આ એ?
શું તેજ ભરત ભૂમિ આ એ? (૨)

હા તેવીજ તેજ ભૂમિ આ એ.
તે વીરક્ષેત્ર તે આ એ. (૨)

ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમને દ્રોણ, કર્ણ, અભિમન્યુ, અર્જુને,
શકારિ વિક્રમ, સિંહરાજ ને સમરસિંહ, ચહુઆણુતાજ તે
પૃથુ, જયમલ, પ્રતાપ આદિને
નામે અમર ઉછળે ઉર જ્યાં આર્યતણાં ઉત્સાહે,
તે તેજ ભારત ભૂમિ આ એ.
સત્કીર્તિ રસિક વીરત્વનું તે વીર ક્ષેત્ર તે આ એ.
તે વીર ક્ષેત્ર તે આ એ.
શું તેજ ભારત ભૂમિ આ એ ? (૨)

અમર કવિવર નૈસર્ગિક તે યશઃસત્ર તે આ એ?
શું તેજ ભારત ભૂમિ આ એ?
હા તેજ દિવ્ય ભૂમિ આ એ,
તે યશઃ સત્ર તે આ એ. (૨)

કાલિદાસ કવિરાજ મુકુટમણિ, દંડી, બાણ,
ભવભૂતિ, ભારવિ,
ભાસ, મેંઠ, શૂદ્રક, બિલ્હણ, વળી શ્રી જયદેવ,
શ્રી હર્ષ, માઘ કવિ.
જગન્નાથ, સુર-અંદ્ર ચંદ રવિ, પ્રેમી પ્રેમાનંદ આદિ કવિ,

પરમપ્રસાદી રસ મૃતની જહીં આ કંદ કાન્ત પાયે,
તે તેજ ભારત ભૂમિ આએ.
અમર કવિવરનું નૈસર્ગિક તે યશઃ સત્ર તે આ એ.
તે યશઃ સત્ર તે આ એ;
"હા તેજ ભારત ભૂમ આએ, (૨)
ભૂમંડળ મંડળ જન નંદન અમ આર્ય માતતે આ એ,
હા તેજ ભારત ભૂમિ આ એ.
તે તેજ ધન્ય ભૂમિ આ એ,
અમ માન્ય માતતે આ એ. (૨)
ચરણ પખાળે જલધિ પ્રીતથી, ગૂર્જરનું પૂજે પત્ર પુષ્પથી
ભાનુ કરે ત્રયકાળ આરતી, વાયે ચગાર સમીર સુરીતથી,
સુભગ સરિત શુચિ લલિત લાસ્યથી મૃદુ,
મર્મર કલરવ વિલાસથી,
સુ જશ દીસે દિશ દિશ પ્રકાશતી,
પ્રેમ તણા ઉપહાર અર્પી વળી જય જય જન ગાયે-ગાયે
જય જય જય જય જન ગાયે,
તે તેજ ભારત ભૂમિ આ એ
ભૂમંડળ મંડન જન નંદન અમ આર્યમાતતે આ એ
તે આર્યમાત અમ આ એ



૧૩

## અમારી ભૂમિનું અભિમાન.

એ ભૂમિ અમારી, મૈયા અમારી,
કોણ અવર કહેશે નિજની?–
ન દેઉં ઉચરવા ...... ટેક.

એ સ્વદેશ માટે, કો રણ-યજ્ઞે
પ્રાણ-આહુતિ દઉં સજની;
ન ચાહું ઉગરવા ...એ ભૂમિ૦

પરાધીન થઇ ટપલા સ્હેવા
ટાલ પડે શિર શરમ ભરી !
ભલું એથી મરવું ! ..એ ભૂમિ૦

ગુલામ કાફર કાયર પદવી
હિન્દુ કાળા નામે ઠરી !
ભલું એથી મરવું ! ..એ ભૂમિ૦

શકે ન કાંઇ કરી એ બાળક
મરદ મૂછ મુખ હજુ ન ખીલી ?!
હાયે શાં મે'ણાં...... એ ભૂમિ૦

વણછામાં ઉદર્યાં તે ફૂલે
ફૂળે બળેથી ઉકળી ?
હાયે શાં કહેણું.... એ ભૂમિ૦

નથી રાંકડા, નથી બાયલા,
નથી રે'વા નિત્ય દાસ સૃજ્યા
કયમ ગાજી ન કહીયે?....એ ભૂમિ૦

છઉં સ્વધર્મ રંગી, સ્વકર્મ સંગી
સ્વદેશ[illegible]ંગી પ્રેમે ભિંજ્યા !
હરિ એકજ હઇએ..એ ભૂમિ૦

૧૪

## જય ભરત ભૂમિ અમ માત.

જય ભરત ભૂમિ અમ માત!
તુજ સંતતિ હો અભિજાત !
રંક અને હતભાગી અમમાં
જગાવ બાળક-ધર્મ,
શુદ્ધ માગ બતલાવી સાચાં
શિખાડ સહુ શુભ કર્મ;
રહે જાતી દેશની શર્મ;

ટળે ઉપનામ અમારાં નમ્ર.

પરાક્રમી પૂર્વજનાં ઉંચાં

નસ નસ લોહી ઉછળાવ;

ઐક્ય પ્રસારી શૌર્ય પધારી,

અપાવ સાચા લ્હાવ;

હો સુંદર શૂરવીર બાળ,—

દુર્ગતિ રાક્ષસીકેરા કાળ.

શૌર્ય ધૈર્યના પાઠ ભણાવી,

ઉમદા પરમરસાળ,

સજ્જ કરીને સમસ્ત સંતતિ,

કર સિંહ સમ વિકરાળ;

માત ! હણી કાયરતા કુસંપ

દેશ દાઝમાં ભલે ખુવે રૌ જંપ !

નમ્ર એ વિનતિ અમ તુજ પાસ.

૬૫

## જન્મભૂમિનું જયમંગલ.

જયમંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવીયે:— ધ્રુવ.

ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,

હરસમુદ્રને હિમાલયે ઉછાળીયે— જય.

જંનનીઅંક ઝૂલીયે, ઝનૂની રંગ ઝીલીએ,
  આત્મબળ-ઉજાસથી બધું ઉજાળીયે— જય.
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાઓ,
  વીરધર્મથી ધરા સદા ધ્રુજાવીયે— જય
સત્વથી સગવાય સ્વત્વ: સમજી એ થઇ પ્રવૃત્ત;
  ઘૂમીયે ઝઝૂમી, જગ તો મચાવીયે— જય.
ભૂતળ ફોડી ફેડીયે, ઊંડી જડો ઉખેડીયે,
  દોર ને દમામ દેશનો જમાવીયે— જય
સ્થિતિ સમય સ્વીકારીયે, મંત્ર ને યંત્ર યોજીયે,
  જાતને સ્વદેશ કાજ કાં ન [illegible]! જય.
માતુ દીન દુભાય છે, સહંતા પીડા પીછાનીયે;
  દુધ દીપાવીયે, ઉમંગને વધાવીયે— જય.
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્યકર્મ,
  આત્મભાવથી બધું બ્રહ્મમય પીછાનીયે— જય.

લલિતાલય.

૧૬

## ભારત વિજય આશા.

આ જો આકાશ ઉગે
  કનક કિરણુથી

સૂર્ય ઝાઝો પ્રકાશો!
ત્યાં જો મે' મોતિડે એ
ઝરમર વરસે
હેલિ, થાજો ઉલ્લાસે!
લાજો કે' મે' કલિનો
તિમિરકુળ ટળો
દૈત્ય દાઝો નિરાશો!
ગાજો આનંદ નાંદી,
લલિત લહરિથી,
વાદ્ય વાજો વિલાસે!



# ગુજરાત સાહિત્ય સભા.

ઉદ્દેશ: ગુજરાતી સાહિત્યનો બને તેટલો બ્હોળો વિસ્તાર કરવો તેમજ બનતા પ્રયાસે તેને લોકપ્રિય કરવું.

કોઇપણ સદ્‌ગૃહસ્થ કે સન્નારી આ સભાના સભાસદ થઈ શકે છે. વાર્ષિક લવાજમ બે પ્રકારનું છે. (ક) રૂ. ૫) (ખ) રૂ. ૨)

[illegible]: રા. રા. [illegible]ભાઇ [illegible]તરામ
બી.એ. એમ.

મંત્રી: રા. રા. ર[illegible]

ભદ્ર અમદાવાદ.